

# વરજરાજ અને સુસીલા રાણીની વાર્તા.

બનાવનાર

શા. હંશરાજ હીરજી

પ્રસીદ્ધ કરતા

શા. મેઘજી હંસરાજ



મુંબઈ



શાન્તિ સુધાકર પ્રેસ.

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨.

કીંમત રૂ ૦-૧-૩



# વરજરાજ અને સુસીલા રાણીની વાર્તા.



ભરતખંડમાં એક અતિ વિશાળ અને રળીઆમણું કનકાવતી કરીને નગર હતું. તેમાં કનકજીત નામે રાજા રાજ્ય કરતો હતો. તે પોતાની પ્રજાને પુત્ર સમાન રાખતો હતો તેથી પ્રજા હમેશાં સુખી અને રાજ્યભક્ત હતી. રાજા સર્વે વાતે સુખી હતો પરંતુ તે વયે પહોચ્યા છતાં તેને એક પણ પુત્રરત્ન પ્રાપ્ત થયું નહોતું એ વાતનું દુઃખ હતું, અને તેથી તે હમેશાં ઉદાસ રહેતો. એક દીવસ તેણે પોતાની રાણીઓ પાસે બેઠા બેઠા નીસાસો મુકયો તેવારે તેની માનીતી રાણી દેવલદેવીએ કહ્યું જે સ્વામી, આજે શી ચીંતામાં છો? ત્યારે રાજા બોલ્યો કે, હે પ્રિય! મારે તમો બધી સાત રાણીઓ છો અને મારી વૃધાવસ્થા થવા આવી છતાં હજીસુધી એક પુત્રનું પણ દરશન થયું નહી તેની ચીંતામાં છુ અને તેથી મને કોઇ વાતે સુખ ચેન પડતું નથી. આવું સાંભળી દેવલદેવી બોલી જે, હે સ્વામીનાથ! આપ જો આમ રોજ મનમાં દીલગીરી રાખશો તો આપનું શરીર ક્ષીણ થઈ જશે અને કાંઇ વળશે નહીં; માટે તેનો વિચાર નહીં કરતાં ધરમધ્યાન કરવા ઉપર લક્ષ રાખો કે જેથી આપણને કોઇબી વખત

સારા દીવસ પરમેશ્વર મહેરબાની કરશે તો દેખવા દહાડો આવશે. તે એ કે–હરરોજ દાન દેવા દાનશાળા ઉઘાડો તથા સરવને કેળવણી આપવા માટે વિદ્યાશાળા કરો તો જરુર આપણુને પરમેશ્વર સાહ્ય થતાં પુત્ર પ્રાપ્તી થશે. આ વાત રાજાને ઘણી ગમી તેથી બોલ્યો કે આજેજ હું કચેરીમાં જઇ તે વિશે તુરતજ બધો બંદોબસ્ત કરીશ. આમ કહી કચેરીમાં ગયો.

રાજા કચેરીમાં આસન ઉપર બેઠા પછી પટાવતો, સરદારો અને બીજા સઉ પોતપોતાને યોગ્ય આસને સલામ કરી બેઠા, પછી રાજાએ પોતાના સુમતી પ્રધાનને કહ્યું જે, મારે આજે દાનશાળા ઉઘાડવી છે તથા વિદ્યાશાળા પણ સ્થાપવી છે. પ્રધાન બોલ્યો, ઘણું સારૂ, આપ માલીક છો અને એ ઉત્તમ કાર્ય આરંભવાથી રૂડુંજ થશે. દાનશાળાથી ગરીબોનું પોષણ થશે અને વિદ્યાશાળાથી બાળકોને શિક્ષણ મળશે તેથી સર્વ પ્રજા આપને અત્યંત આશિષ દેશે. માટે હુકમ મુજબ સત્વર એ કામ કરવાને સંપુરણ રીતે હું મળતો છું. પછી તે વાત વિશે પટાવટો તથા સરદારોનો અભિપ્રાય પુછયો તેથી તેઓ સઘળા હરખાતા કહેવા લાગ્યા જે આપે આ ઘણું ઉતમ કામ કરવા ધાર્યું છે તેથી આપનું કલ્યાણ થશે અને મનો વાંચ્છિત ફળશે; એમ સર્વની અનુમતી અને ખુશાલીવચે રાજાએ તે કામ કરવાનો નિશ્ચય કર્યો.

તરતજ ખજાનચીને હુકમ કરી દાનશાળા મંડાવી સારાસારા માણુસોની દેખરેખ નીચે સોંપી અને વિદ્યાશાળા સ્થાપી વિદ્વાન અને લાયકી વાળા શિક્ષકો રાખ્યા. પટ

વટો, સરદારો તેમજ સર્વ રૈયતના છોકરાઓને કાંઈપણ ફી લીધા શિવાય વિદ્યાભ્યાસ કરવાને દાખલ કરવામાં આવ્યા. હવે એ વાત અહીંથી રહી અને આગળ દાનશાળાની શી વ્યવસ્થા થઈ તે તમો વાચકોની આગળ રજુ કરૂં છું.

દાનશાળામાં અપંગ તથા નિરાશ્રિત સર્વ લાભ લેવા લાગ્યા. તેમને જે કાંઇ ખાવા પીવા તથા પેરવા ઓઢવાને જોઇએ તે સઘળું પુરૂ પાડવા ઉપરાંત સુવા બેસવાની પણ સારી સગવડ કરી આપવામાં આવી. માગણ તથા જોગીઓને પણ યથાયોગ્ય અન્ન વસ્ત્ર આપવાનું શરૂ કર્યું. તેથી દેશોદેશ એ વાત ફેલાઇ ગઈ અને ઘણા જોગીઓના ટોળા, અપંગ, અનાથ અને માગણો તનો આશરો લેવાને ટોળેટોળાં આવવા લાગ્યા. તે સર્વનો સત્કાર સાથે રાજા નિર્વાહ કરવા લાગ્યો.

એક વખત ચાર પાંચ દીવસનો ઉપવાસી એક જોગી ત્યાં આવ્યો તેની સારી રીતે માવજન કરી ભોજન કરાવ્યું તથા વસ્ત્રાદિક આપ્યા તેથી ઘણો ખુશી થઇ જોગી ત્યાં કામકાજ કરનારા માણુસોને પુછવા લાગ્યો કે આવી રીતે દાન આપનાર મહાભાગ્યશાળી કોણ છે. તેઓએ કહ્યું કે, અમારા રાજાજીએ આ કામ કર્યું છે. જોગીએ રાજા પાસે પોતાને તેડી જવા કહ્યું તેથી તેને નોકરો રાજા પાસે લઇ ગયા. રાજાએ જોગીને બહુ માન આપી યોગ્ય આસન ઉપર બેસાડી નમન કર્યું. તે વારે જોગીએ કહ્યું કે, બેટા! તેરા કામ દેખકે મેં બોત ખુશ હુઆહું, ઔર મેરી જો બરદાસ્ત કી હે ઉસગે તો મેરે પર તુમ્માનહું, સો તેરે જો

કુછ ચહિએ સો માંગ લે. ત્યારે રાજા હાથ જોડીને બોલ્યો જે મહારાજ! આપકી કૃપાસે સબ બાતે મેં સુખી હું મગર મેરી વૃદ્ધાવસ્થા હોણે આઇ તથાપિ રાજ્યભાર ઉઠાવે એસા પુત્ર રત્ન નહીં હે સો કૃપા કરકે હોવે એસા ઉપાય બતાકે બરદાન દીગે એસી મેરી મુરાદ હે. જોગી બોલ્યો; અચ્ચા! ઐસા તેરા ધર્મ કાર્યસે સબ કુછ હોગા. પુત્ર પ્રાપ્તી કયા હીસાબમેં હે મેં તેરેકુ એક બુટ્ટી દેતા હું સો લે. ઔર એ બુટ્ટી સબ ઓરતોકું પાણીમે ઘીસકે પીલા દેના ઈસસે સબકુ એક એક પુત્ર હોગા. રાજા ઘણો હરખમાં આવી જોગી પાસેથી બુટ્ટી લઇ બોલ્યો કે, આપનું વચન મને ફળી ચુકયું અને આજેજ મારી મન કામના પૂર્ણ થઇ એમ હું માનું છું વળી દર્શન દેશો. એવી રીતે કહી ઘણા આદર સત્કાર સહિત જોગીને વિદાય કર્યો.

ત્યારપછી રાજાએ પોતાની સઘળી રાણીઓને બોલાવી કહ્યું કે; હે પ્રિયે! આ યોગીની પ્રસાદીરૂપ બુટ્ટી લો અને તે પાણીમાં ઘસીને તમે સર્વે પી જાઓ; જેથી તમોને પુત્ર રત્ન થવાથી તમારી આશા અને મારી ઉમેદ પાર પડશે. આ પ્રમાણે રાણીઓને રાજી કરી રાજા કચેરીમાં ગયો. રાણીઓએ રાજાના કહેવા મુજબ બુટ્ટી ઘસીને પાણી પીધું તેથી તેણીઓને ગર્ભ રહ્યો. દીવસાનુદીવસ ગર્ભ વૃદ્ધિ પામતા પૂર્ણ માસ થયે સર્વ રાણીએ પુત્ર પ્રસવ્યા. તેની વધામણી દાસીએ કચેરીમાં જઇ દેવાથી તેને રાજાએ ધન તથા વસ્ત્રાદિક આપી નીહાલ કરવા પ્રધાનને હુકમ કર્યો. પ્રધાને તે પ્રમાણે કરી દાસીને સંતોષી તેનું દારીદ્ર દૂર કીધું.

રાણીઓ અને રાજાના ઉત્સંગમાં ધાવમાતાઓથી લાલન પાલન થતા પુત્રો અનુક્રમે યુવાવસ્થા પામ્યા. ત્યારે તેમને વિદ્યાશાળામાં મોકલી ઉત્તમ પ્રકારની કેળવણી આપી. કસરતશાળામાં કસરત શીખી તેઓએ મનની સાથે તનનું બળ વધાર્યું. ત્યારપછી રાજ્યરીતિ પ્રમાણે સર્વ અસ્ત્ર તથા શસ્ત્ર વિદ્યામાં નિપુણ કર્યા. રાજા કુંવરોનું ચાતુર્ય, કેળવણી તથા ગાંભીર્ય ગુણ જોઇ અતિ હર્ષવંત થયો.

એક વખત રાજા કચેરી ભરી બેઠો હતો તેવા વખતે સાતે રાણીના સાતે પુત્રો ત્યાં આવી પીતાને પ્રેમપૂર્વક સવિનય પ્રણામ કરી યોગ્ય આસને બેઠા. તે વખતે રાજાએ પોતાના પ્રધાનને જણાવ્યું કે હવે મારૂં દીલ રાજ્ય છોડી ધર્મ ધ્યાન કરવા તરફ વળ્યું છે માટે આ રાજ્ય ભાર વહન કરવાને યોગ્ય કુંવરને તે સુંપરત કરી હું વન વાસ જવા ઇચ્છું છું. પ્રધાને કહ્યું, રાજાજી સાહેબ ! આપની ઉમ્મર થતાં આ યોગ્ય વિચાર કર્યો છે, અને મનુષ્ય જન્મનું સાર્થક પણ તેજ છે. તથાપિ કુંવરો સર્વ સરખી વયના છે. તેથી રાજ્ય કોને આપવું એ વિચારવાનું છે. રાજાએ કહ્યું, મેં તમને એ વાત પ્રથમ જણાવી છે, કે જે યોગ્ય હોય તેને આપવું અર્થાત્ બધા કુંવરોમાં જે વિશેષ નિપુણ અને કળાકૌશલ્યવાળો હોય તેને આપવું. તની ખાત્રી કરવા માટે ઇચ્છું છું કે મારી આયુદ્ધ શાળામાંથી કુમારો પોતપોતાની મરજી આવે તેવી જાતનું બાણ લઇ આવી હું નીશાન મુકું તે વિંધે તેને યોગ્ય જાણી રાજ્ય આપવું મને યાગ્ય લાગે છે. માટે તે મુજબ સત્વર કરો. તરતજ પટાવતા તથા સરદારોની પણ આ બાબત અનુ

મતી લેવામાં આવી અને રાજાના હુકમ મુજબ કુંવરોને આજ્ઞા કરી, તે તેઓએ માથે ચઢાવી આયુદ્ધ શાળામાંથી પોતાને મનપસંદ બાણો લઇ આવી રાજાની આગળ હાજર થયા. વાંચકવૃંદને આ કુમારોનાં નામ જાણવાને માટે ઇંતેજારીમાં વધારે વખત નહી રાખવા યોગ્ય હોવાથી તે જણાવું છું તે ઉપર લક્ષ રાખી ધ્યાનમાં લેશો.

પ્રથમ માનીતી રાણી દેવલ દેવીના કુમારનું નામ વરજરાજ, બીજી વીરદેવી રાણીના કુમારનું નામ માનસીંગ, ત્રીજી ગુણસુંદરી રાણીના કુમારનું નામ તલકસીંગ, ચોથી કનકાવતી રાણીના કુમારનું નામ સોભાગસીંગ, પાંચમી ચંપકમાળા રાણીના કુંમારનું નામ ચંદ્રસાગ, છઠ્ઠી સીતળદેવી રાણીના કુંમારનું નામ દેવસીંગ, અને સાતમી રાણી પદમાવતીના કુમારનું નામ ક્રુરસી રાખવામાં આવેલું હતું.

રાજાએ શહેર બાહાર મેદાનમાં એક ઊંચો સ્થંભ રોપાવી તેની ટોચ ઉપર ચક્રાકારે ગોળ ફરતું એક નીશાન મુકાવી કુમારોને બોલાવી કહ્યું જે તમે સર્વે પોતાની આંખો ઉપર પાટા બાંધી આ નીશાન મુકેલું છે તે જે દીશા તરફથી વીંધવાનું છે તે દીશા તરફ નગારૂ રાખી વગાડવામાં આવશે તેના અવાજને અનુસારે બાણ મારી જે નીશાન વીંધશે તેને મારૂં રાજ્યપાટ આપવામાં આવશે. રાજાની આજ્ઞા મુજબ કુમારોએ આંખે પાટા બાંધી બાણ હાથમાં લીધાં. અને જેવારે સર્વે સજ્જ થઇ ગયા તેવારે નગારાપર એક ઘાવ કરાવ્યો. પ્રથમ ક્રુરસીએ તાકી બાણ ફેંક્યું પણ તે નિષ્ફળ ગયું. અનુક્રમે

દેવસીંગ, ચંદ્રસીંગ, સોભાગસીંગ, તલકસીંગ અને માન સીંગનાં બાણ પણ નિષ્ફળ ગયાં. આખરે વરજરાજનો વારો આવ્યો તેણે નગારાના અવાજને અનુસારે તાકીને બાણ માર્યું તે નીશાનને આરપાર વીંધી ગયું તેથી તેની ( વરજરાજની ) ઉપર તરત ફુલની વૃષ્ટી કરવામાં આવી.

ત્યાર પછી કુમારો, પટાવત, સરદારો, પ્રધાન અને લોક સમુદાય સહિત રાજા ત્યાંથી કચેરીમાં આવી બેઠો. સરવની અનુમતિથી કુમાર વરજરાજને રાજ્યાભિષેક કર્યો અને બીજા છએ કુમારોને જીવાઇ માટે ગામો આપી રાજ્યના મોટા સરદારપદ પર સ્થાપન કર્યા. પછી કચેરી બરખાસ્ત કરી રાજા રાજભુવનમાં ગયો. અને રાણીઓને કહેવા લાગ્યો કે રાજભાર વરજરાજ કુમારને સોંપી હવે હું મુક્ત થયો છું માટે આત્માનું કલ્યાણ કરવા માટે તીર્થાટન કરવા અને વનવાસ રહેવા જવા મારી ઇચ્છા છે. રાણીઓ બોલી કે એતો ઠીક થયું પરંતુ જ્યાંસુધી કુમારોને આપણે પરણાવીશું નહીં ત્યાં સુધી આપણે આપણી રીતસર ફરજ બજાવી ગણાય નહીં તેમજ કુમારો પણ આપણને જવાની અનુમતી આપશે નહીં માટે તેઓને પરણાવવાની પેરવી કરી, પરણાવીને પછી જઇએ તો ઘણું સારૂ છે આવાત રાજાને રૂચી તેથી તેણે કુમારોને માટે મોટા મોટા રાજાઓને ત્યાંથી માંગાં આવ્યાં હતાં તેમાંથી પોતાને કુળજાત અને મોટાઇમાં મળતા આવતા માંગાં સ્વીકાર્યાં. અને થોડા વખતમાં સર્વેનાં લગ્ન કરયાં.

એ રીતે રાજા કનકકેતુ પોતાની પુત્ર પ્રત્યની સરવ ફરજ સંપૂર્ણ કરીને તેમની, પટાવત, સરદારો, પ્રધાન અને

રૈયતની અનુમતિ લેઇ પોતાનું કલ્યાણ કરવા માટે સાતે રાણીઓ સહિત વનવાસમાં એકાંત પ્રભુનું ધ્યાન ધરવા ગયો. ત્યાં કેટલોક કાળ તપજપમાં ગાળી અંતે સર્વ સ્વર્ગવાસી થયા. હવે કુમારોની શી વ્યવસ્થા થઇ તે આગળ નિવેદન કરૂં છું તે શોખીન વાંચનારાઓ લક્ષ દેઇને વાંચી ધ્યાનમાં લેશો.

હવે કનકાવતી નગરીનો રાજા વરજરાજ થયો. તેની ઉમર ૧૬ વરષની હતી. તેના રૂપ અને તેજ આગળ જો ઈંદ્ર ત્યાં બેઠો હોય તો તે પણ અંજાઇ જાય એવો સ્વરૂપવાન તે હતો. તેમજ બળવાન અને કળાવાન પણ હતો. વળી પોતાના પીતાને પગલે અને તેથી પણ અધીકત પ્રજાપર પ્યાર રાખી કોઇપણ જાતનો કર વેરો તેમની પાસેથી લેતો નહીં તેથી સમગ્ર પ્રજા તેના ઉપર અતિ ઘણો પ્રેમ રાખતી હતી. એમ ઘણા દીવસ આનંદમાં ગુજારતાં તેની સુસીલા દેવી રાણી ગરભવતી થઈ. સારા સારા દોહલા ઉત્પન્ન થતા તે સરવ રાજા પુરતો હતો. અનુક્રમે માસ ૯ અને ૫ દીને સુર્ય સમાન તેજસ્વી પુત્રરત્ન તેણીએ પ્રસવ્યો. તેની વધાઇમાં રાજાએ યાચકોને બહુદાન દીધું, વિદ્યાર્થીઓને સારો સરપાવ આપવા ઉપરાંત પ્રીતી ભોજન કરાવ્યું. વિગેરે ઘણાં સારાં કામો કરી ઘણું ધન ખરચ્યું. તેમજ વળી તેના હરષની વધાઇમાં ભાઇયો, પટાવતો, સરદારો વિગેરેએ પણ ઘણા જનેને નિવાજી મોટા પરવ તરીકે તે દીવસ તહેવાર રૂપ પાળ્યો, અનુક્રમે ધાવમાતાના પાલન નીચે પોતાનો કુમાર પાંચ વરષનો થયો ત્યારે તેને વિદ્યાશાળામાં અભ્યાસ કરવા

મોકલ્યો. હવે એ વાત અહીંથી રહી અને આગળ વરજ રાજના રાજ્યમાં શીગતી થઇ તે વાંચનાર ભાઇઓને જણાવું છું તે ધ્યાનમાં લેશો.

વખતો વખત રાજા વરરાજ પોતાની પ્રજાની સ્થીતીનો જાતે તપાસ કરવા માટે રાતની વખત વેશ પાલટીને એટલે જુદા જુદા વેશે કોઇ ઓળખી શકે નહીં તેમ ફરી આખા નગરની ચર્ચા જોતો હતો અને તેમાં જે કોઇ દુઃખીઓ માલમ પડતો તેની એંધાણી રાખી બીજે દીવસે દરબારમાં બોલાવી તેનું સંકટ કાપતો હતો. આથી કરીને વળી રૈયત ઘણીજ તેનાપર પ્રીતિ રાખતી હતી. આવી તેની કીર્તી આખા ભરતખંડમાં ફેલાઇ અને સર્વ સ્થળે તેની વાહુવાહુ બોલાવા લાગી. પરંતુ કેટલાક અદેખા રાજાઓથી તે સહન થઇ શક્યું નહી. તેથી તેને મુશીબતમાં નાખવાના ઉપાય ખોળવા લાગ્યા. બીજો કોઇ રસ્તો તેવા અદેખાઓને ન જડવાથી તેના નગરની આજુબાજુના ગામોમાં લુંટ કરી રૈયતને રંજાડવા માંડી. આ વાતની વરજરાજને ખબર પડતાંજ તેની આંખો લાલચોળ થઇ ગઇ અને વિકાળ સિંહની પેઠે ગર્જના કરતો મ્યાનમાંથી શમશેર (તલવાર) કાઢતો બોલ્યો જે, મારી રૈયતને રંજાડી લુંટ કરનારા પાપીષ્ટોને હું મારા હાથનો સ્વાદ ચખાડી જમરાજાને તૃપ્ત કરીશ નહીં ત્યાં સુધી મારા રાજનગરમાં નીરાંતે ભોજન કરીશ નહીં. એમ કહી તત્કાળ પોતાના ભાઇ સેનાપતી કુરશીને સૈન્ય સજ્જ કરવાની આજ્ઞા કરી. પોતે રાજભુવન જનાનામાં ગયો.

પ્રીય પટરાણી સુસીલાને લુટ કરનારની અને તે લોકોને શાસન કરવા સારૂ પોતેજ જવાની હકીકત જણાવી. રાણીએ કહ્યું, હે પ્રાણાધાર પ્રિયપતિ આપનો આવતાં દીવસ લાગશે અને જેમ માછલી જળ વીના રહી શકતી નથી તેમ હું આપના વિયોગે રહેવાને અશકય છું. માટે મને આપની સાથેજ આવવા દો. વરજરાજે કહ્યું કે, છાવણી નાખી મોરચા બાંધી લુંટારાઓની સામે યુદ્ધ કરવાનું નથી કે તમો છાવણીમાં નિર્ભય રહી શકો, તેઓ તો નાશ ભાગ કરનારા હોવાથી તેમની પછાડી પડવું પડે અને મુકામનો નિર્ણય થાય નહીં; ત્યાં તમારા જેવાં કોમળાંગીને રખડાવવાં એ અનુકુળ આવે નહીં માટે તમો અહીંયાંજ રહો. ઘણું કરીને તો તેઓનો પીછો પકડી આજને આજ તેમને યમપુરીમાં અગર આપણા નગરમાં બાંધી લાવીશ. રાણીએ વેલાસર પાછા પધારવાનું જણાવી મંગળ શુકન આપતાં રાજાને વધાવી તીલક કરી વિદાય કર્યા.

સેનાપતી કુરસી હુકમ મુજબ સૈન્ય સજી શહેર બાહાર ચોગાનમાં આવી પ્રયાણ માટે ફક્ત રાજાનીજ રાહ જોતો પટાવતો અને સરદારો સહિત ઊભો હતો, તેવાજ વરજરાજ આવી પહોચ્યા એટલે સર્વેએ મહારાજાની જય બોલાવી હુકમ થતાં કુચ કર્યું. જે ગામમાં લુટ થઇ હતી ત્યાં આવી જોયું તો તે ગામ નહીં પણ વેરાન જેવું ભયંકર ભાસ્યું અને તપાસ કરતાં જણાયું કે ચંપાનગરીનો રાજા દુરગંધસીનું આ કૃત્ય છે. આ વાત સાંભળતાં વળી રાજા વિશેષ આવેસમાં આવી ગયા અને ત્યાંથી તુરતજ

સેનાસહિત પોતે ચંપાનગરી તરફ ચાલ્યો. રસ્તામાં જરા પણ ખોટી ન થતાં એકદમ ઉતાવળે આવી તેણે ચંપા નગરીને ઘેરો ઘાલ્યો અને દુરગંધસી પાસે દુત મોકલી કહાવ્યું કે રાજ્યને અને ક્ષત્રીને નહી છાજતું તેં અઘટિત લુટારાનું કામ કરી અમારૂ ગામ પાયમાલ કરી જાણે કાંઇ જાણતોજ ન હોય તેમ ઠંડે પેટે બેઠો છે પરંતુ તારૂં એ કૃત્ય અમે જાણ્યું છે અને તેથી એક તડાકે તને તારા નગર સહિત ઉન્મુલ કરવા માટે હું અહી આવ્યો છું. જોકે એકદમ હલ્લો કરી તને તારા કૃત્યનું ફળ બતાવવાને તું યોગ્ય છે પરંતુ ક્ષત્રી રાજરીતિ પ્રમાણે એમ કરવું સુનિતિવાન રાજાને ઘટિત નહી હોવાથી તને જણાવવામાં આવે છે કે તારે એકદમ અમારે શરણ આવવું અગર રાણીની પેઠે રણવાસમાં નહી બેસી રહેતાં સન્મુખ આવી મારા હાથની ખંજવાળી મટાડી તારા કૃત્યનો બદલો રણદેવીને ભોગ આપી વાળવો !! દુતે હુકમ મુજબ દુરગંધસીને કહેવાથી તે ક્રોધાનળની પેઠે સળગવા લાગ્યો અને તેને બીજે દીવસે સવારમાં યુદ્ધ કરવા માટે તૈયાર થઇ આવવા જણાવ્યું. દુતે આવી સરવ સમાચાર વરજ રાજને જણાવ્યા.

બીજે દીવસે ઠરાવ પ્રમાણે દુરગંધસી સઇન્ય લઇ લડવા આવ્યો, વરજરાજતો તઈયારજ હતો, સામસામી લડાઇ શરૂ થઇ. બંને બાજુનું સૈન્ય હુકમપણે લડતાં ઘણા માણસો કપાઇ ગયા, કોઇનો હાથ, કોઇનો પગ, કોઇનું માથુ એમ સરવ યવયવો ઘણાના રઝળતાં થયાં અને ત્યાં લોહીની નદી વહેવા માંડી પણ એક બીજા

હુંકે તેવા નહોતા, જોકે સવારના લડતાં ત્રણ વાગતાનો સુમાર થયો અને દુરગંધસીના માણેસો કરતાં વરજરાજના માણસો ઓછાં મુઆં હતાં તો પણ તે સહન કરી શકયો નહીં અને પોતે જાતેજ મોખરે આવી બકરામાં સિંહ પડે તેમ દુરગંધસીના લશ્કરમાં બે હાથે તરવાર ઘુમાવતો તુટી પડયો તેથી એકદમ દુરગંધસીનું લશ્કર નાસ ભાગ કરવા મંડયું. દુરગંધસીએ તેઓને ઉતેજીત કરી રોકયા અને પોતે મોખરે આવી વરજરાજ સામે લડવા લાગ્યો, આ વખત બંને રાજાઓ એક બીજાના હથીયાર ચુકાવતા મલની પેઠે દાવ સોધવા લાગ્યા, બંને બાજુનું સઈન્ય પણ આ વખતે આવેશમાં આવીજઇ એવી તો ત્વરાથી હથીઆરનો ઉપયોગ કરવા લાગ્યા કે તેના પરિણામે હજારો માથા રણમાં રઝળતાં થયાં અને કાગડા, કુતરા અને ગીધ પક્ષીઓને એક મોટી ઉજાણી થઇપડી. આખરે દાવ તપાસતા વરજરાજે દુરગંધસીના ઘોડાના પગ કાપી નાંખ્યા તેથી દુરગંધસી એકદમ નીચે પડી ગયો, તેના ઉપર બીજા સઈનીકોએ ઘા કરવા હથીઆર ઉગામ્યા પણ દયાવાન અને ન્યાયી વરજરાજે તેને વારયા અને તેને જીવતોજ પકડી કેદ કરી લાવવા જણાવ્યું. સઇનીકોએ તેમ કરયું અને દુરગંધસીનું થોડુ માણસ જે મરતાં રહ્યું હતું તે દસોદીસ પલાયન કરી ગયું. લડાઇ બંધ થઇ. વરજરાજ પોતાના તંબુમાં ગયો, અને દુરગંધસીને હાથેપગે બેડીઓ ઠોકી માણસો તેની હજુરમાં લાવ્યા. તેને જોતાંજ બેડીઓ કઢાવી નખાવી તેને જે જે જગોએ ઘા લાગેલા હતા તે પોતે તપાસ્યા અને મલમપટો વિગેરે

ઉપાય કરી તેને જેમ બને તેમ તાકીદે સારો કરવા માણસોને ફરમાવ્યું અને તેની રાણીને કહાવી મોકલ્યું કે તમારે સુખરૂપ રહેવું તમારા પતિને અયોગ્ય રીતે કોઈ પણ પ્રકારે હેરાન કરવામાં આવશે નહીં, રૈયતનું રૂડીરીતે પાલન કરજો.

વરજરાજ સઇન્ય સહિત દુરગંધસીને લઇ પાછો પોતાની કનકાવતી નગરીએ આવ્યો. બીજે દીવસે દરબાર ભરી દુરગંધસીને બોલાવી મંગાવ્યો, અને માનસહિત યોગ્ય આસનપર બેસાડયો. દુરંગધસી નીચું મોં કરી પોતે કરેલા અન્યાયરૂપી પાપનો પસ્તાવો કરવા લાગ્યો. તેને વરજરાજે સાબાસી આપી કહ્યું કે તમે આ કાર્ય તો કર્યું પરંતુ રણાંગણમાં ખરૂં ક્ષત્રી શુરૈ બતાવ્યાથી હું તમારાપર તુષ્ટમાન થયો છું. આથી વળી વધારે લજવાઇ શરમીંદો થઈ જઇ ગળગળીત શબ્દે દુરગંધસી બોલ્યો જે—ધન્ય છે તમને અને તમારા માતા પિતાને, કે જે તમો અપકારનો બદલો ઉપકારમાં વાળો છે અને મને એક ક્ષત્રી તરીકે માન આપો છો. પણ તે માનને લાયક હું નથી, કેમકે તમારી રૈયતને લુંટ કરી રંજાડી પાયમાલ કરનાર મારા જેવા અધમ માણસના ઉપર શત્રુવટ નહી રાખતા ઉલટા માનની નજરે જુઓ છો તે તમારામાં ક્ષાત્ર ધર્મની ખરેખરી ખુબી છે. અને તમારા જેવાજ રાજા બહાદુરોજ આવી રીતે ક્ષત્રી ધર્મને દીપાવનારા છે. હું મારા પાપનો પસ્તાવો કરૂં છું અને આપના તાબામાં રહી જે હુકમ ફરમાવો તે પ્રમાણે કરવાને તથા ચાલવાને કબુલ છું. માટે મને મુક્ત કરશો. વરજરાજે તેને અભય આપી

હવે પછી ક્ષત્રી ધર્મ પ્રમાણે વરતવાને તથા રૈયતનુ પાલણુ કરવાને ભલામણુ કરી તેને મુક્ત કર્યો અને પોતાના ભાઇ તરીકે સ્વીકારી સન્માન પુરવક તેને તેની ચંપાનગરીમાં વીદાય કીધો. સામંતો, સરદારો, પટાવતો વિગેરે સર્વ સૈનીકોને યથાયોગ્ય સરપાવ આપી કચેરી બરખાસ્ત કરી.

તેના રાજ્યમાં સઘળે સુખ શાન્તિ ફેલાઈ, રૈયત પ્રથમની માફક ઉપદ્રવ રહિત થઇ અને રાજાને ઘણી ઘણી આશીષ દેવા લાગી. રાજા પણુ જે જે પ્રકારે રૈયત રાજી અને સુખી થાય તે તે ઉપાયો હમેશાં કરતો હતો. હવે રાજકુમાર સુંદરસેન વિદ્યાભ્યાસ પુર્ણ કરી સર્વ કળાઓ શીખી રાજકાજમાં લક્ષ દેવા લાગ્યો. કુમારને હુશીઆર, યોગ્ય અને યુવાવસ્થાવાન ભાળી રાજાએ તેનાં લગ્ન કરવાનું વિચાર્યું. તે વાત કુમાર પોતાના બુદ્ધિબળે સમજી રાજાને કહેવા લાગ્યો કે, આપ મારા વીવાહ માટે કોઈની માંગણી સ્વીકારશો નહીં. હું પોતે મારા ભુજાબળે કોઇ શત્રુની યોગ્ય કન્યા લાવીશ. આ વાત રાજાને પસંદ પડી અને તેનું પરાક્રમ જોવા પોતે તેનાં લગ્ન હાલ કરવા મુલત્વી રાખ્યું. આથી કુમારની કીર્તી પણુ દેશોદેશ ફેલાતાં આ વાત પ્રસરી ગઈ અને ઘણા માંગા આવ્યા પરંતુ તે માંનું એક પણુ સ્વીકાર્યું નહીં.

ત્યારપછી માસ આઠના અંતરે એક દીવસ કુમાર સિકાર ખેલવા જંગલમાં ગયો; ત્યાં એક સિંહે ભક્ષ કરવાને એક શીયાળને પકડયું હતું તે ઘણા કાલાવાલા કરતું હતું પણુ સિંહે પોતે બહુ ભુખ્યો છે માટે તને છોડનાર નથી એમ કહેવાથી તે પોકેપોક રડતું હતું.

તેનો શબ્દ કુમારના સાંભળવામાં આવ્યો તેથી તે દીશા તરફ ગયો; ત્યાં તેની નજરે તે બંને પડયા એટલે તેમની પાસે જઇ તેણે સિંહને કીધું કે, હે વનના ક્રુર પ્રાણી! તું આ ગરીબને શા માટે મારે છે. સિંહે ક્રોધ કરી કહ્યું કે, તું મને પુછનાર કોણું? હું આ જંગલનો રાજા છું, ચ્હાયસો કરૂં, તું મને રોકનાર કોણ છે, વાટે ચાલ્યો જા, નહીં તો તારી પણ એ વલે થશે. કુમારે તેને જણાવ્યું કે તું વનનો રાજા છે તો હુ બધી પૃથવીનો રાજા છું માટે પુછું છું અને કહુ છું કે તું એને છોડી દે, નહી તો તારો જાન જશે. આથી સિંહ કોપાયમાન થયો ને તત્કાળ તલપ મારી કુમાર પાસે આવ્યો. કુમારે આવતાની સાથેજ એ વાતો જોરથી તેને ભાલો ખોસી દીધો કે તેને આરપાર વિંધી જમીનમાં પેસી ગયો. સિંહ પડયો અને મરણ પામ્યો, સીઆળને ચાલી જવાનું જણાવ્યું, તેણે ઉપકાર કરનાર કુમારની સન્મુખ આવી નમન કરી રસ્તો પકડયો કુમાર રાત પડવાથી જંગલમાંજ રહ્યો અને સવાર થતા પાછો નગરમાં આવ્યો. આ વાત અહીંથી રહી અને દુરગંધસીની શી વલે થઇ તે તપાસીએ.

દુરગંધસીએ ચંપા નગરીમાં પોતાને ત્યાં આવી બધા સામંત પ્રમુખને જે હકીકત કનકાવતીમાં થઇ અને વરજરાજે જેવીરીતે તેના ઉપર ઉપકાર કરયો તે સઘળુ જણાવ્યું તેથી સઘળા ખુશી થઇ વરજરાજનાં ઘણાં વખાણ કરવા લાગ્યા પછી વરજરાજના કહેવા પ્રમાણે પ્રજાનું પોષણ કરતાં તે રાજ્ય ચલાવવા લાગ્યો.

કનકાવતીમાંથી વરજરાજના ભાઇ સેનાપતી કુરસીની

સ્ત્રી પોતાના સ્વામીની આજ્ઞા લઇ પોતાને પીયર જવા નીકળી. ચોકીપેરાનો સારો બંદોબસ્ત તેની સાથે હતો પરંતુ દૈવ ઇચ્છાથી તેને રસ્તામાં બીજીજ હરકત આવી નડી. અકાળે ઝાજવીજ સાથે વરસાત થયો અને નદીએ પુર આવ્યું તેથી તે રસ્તામાંજ રોકાઇ ગઇ તેથી તેને પાંચ દીવસની વાટમાં બાર દીવસ નીકળી ગયા જેથી તેના પિતાને સોચ થયો અને તેની તપાસ માટે માણસો સામામોકલ્યાં તે ભેગા થયા એટલે તેમાંથી બેજણે ઉતાવળે જઇ તેના પિતાને કુશળ સમાચાર આપ્યા તેથી તે સામો આવ્યો અને બધા ભેગા થતાં ઘણા રાજી થયા અનેઘેર તેડી લાવ્યા. પિતાના પુછવાથી સઘળી રસ્તામાં પડેલી હરકત તે સ્ત્રીએ નિવેદન કરી પિતા અને ઘણા હરખથી બોલ્યા કે મારી પ્રાણ પ્રિય પુત્રી આજ ઘણે કાળે મળી તેથી પ્રભુનો મોટો આભાર માનું છું. આમ ઘણે કાળે મેળાપ થવાથી ભાગ્યશાળી માનવાનું કારણ એ છે કે, અસલથી રાજાઓમાં એવો રીવાજ છે કે પુત્રીને પરણાવી એટલે તે સાસરેજ રહે છે અને તેને એકવાર પણ પાછી પીયર ત્યારેજ બોલાવી શકાય છે કે જયારે પરણ્યાની વખત કરતાં વધારે દાયજો ( વસ્ત્રાભરણાદિક સાસરવાસો ) આપવાનો હોય ત્યારેજ તેડાવી શકાય છે તેથી તે ઘણા ખુસી થયા. હવે આ વાત અહીંથી રહી અને કનકાવતીમાં કુરસીની શીગત થઇ તે તપાસીએ.

કૂરસીની સ્ત્રી જયારે પીયર ગઇ તે રાતે તેને કામદેવ સતાવવા લાગ્યો જેથી તે ક્ષત્રી સરદારનું ચિત પરસ્ત્રી પર દોડવા લાગ્યું, તેથી તેના આગળપર શા હાલ થાય

છે તે મારા વાંચનારને જણાવીસ. તેણે શહેરના કોઈ ખાનદાનની સ્રી સાથે મહોબત કીધી અને લાજ મરયાદ મુકીને તેની સાથે યથેચ્છ ક્રિડા કરવા લાગ્યો, કહેવત છે કે ચોરી ચાર અને છીંનાળુ છ દીવશ ઢાંકયુ રહે તે મુજબ પુરા છ દીવસ થયા નહીં તેટલામાં તો આખા શહેરમાં પવનની માફક એ વાત ફેલાઈ ગઇ અને ઠેરઠેર પોળે પાળ અને ચોટે ચકલે સર્વ સ્થળે તેની નીંદા થવા લાગી. અને લોકો બોલવા લાગ્યા કે રાજાના પોતાના ઘરનાજ રૈયત ઉપર આવી ખોટી દાનત કરી અનિતિએ વરતે ત્યારે તેની ફરીયાદ કયાં કરવી, રૈયતનાં ભાગ્યજ ફુટયાં સમજવાં; વાએ વાત જાય તેમ ઠેઠ રાજદરબારમાં પણ આ વાત પાણીના રેલા માફક પસરી; રાજા વરજરાજે સાંભળ્યુ તેથી તે ઘણો ગુસ્સે થયો અને એકદમ કૃરશીને બોલાવી સામ વચનથી તેને સમજાવવા લાગ્યો કે, પરસ્રી ગમન કરનારા આ લોક અને પરલોકમાં નીંદનીય છે, સુખ પામતા નથી; તેવું કૃત્ય તમારા માટે સ ભળાય છે તેનુ આગળ ઉપર શું પરિણામ આવશે તે કહી શકાતુ નથી: માટે તેથી દુર રહેવુ એ આપણો કુળ ધર્મજ છે, રૈયત બેટા બેટી છે. તમને હાલ હું એ વિશે વિશેષ કહેતો નથી આટલુંજ ઘણું માનવુ. કૃરશી આ સાંભળીને શરમીંદો થઈ ગયા અને નીચુ મુખ કરી ચુપ બેસી રહ્યો. વરરાજે વળી એમ પણ જણાવ્યું કે, કુળને કલંક લાગનારૂ કૃત્ય ક્ષીણ સુખનો ભોગી થઇ કર્યું અને કીર્ત્તીને ઝાંખ લગાડી લાજ મર્યાદા મુકી તેનો સ્વગવાસ પણ નથી, વળી પોતાની પત્નિ આ સાંભળી ઉભા સળ

ગશે અને લોક તિરસ્કાર કરશે. માટે આજથી હવે પછી કોઇ પણ વેળા આવી હકીકત મારા સાંભળવામાં આવશે તો મારે તો તમો તેમજ રૈયત સર્વ સરખી છે તેથી ઘટતું કરવું પડશે અને એમ ન થાય તો પછી સર્વ લોક પોતાની મરજી માફક વર્તી અનિતિનો વધારો કરે અને કોઇની લાજ રહે નહીં માટે ધ્યાનમાં રાખવું અને ફરી કદીપણ એવું અકાર્ય કરવું નહીં. કૃરશી ઘણો નરમ પડી ગયો અને લજવાતો બોલ્યો જે આ વખત માફ કરો, હવે પછી કદીપણ હું એવું અઘટીત આચરણ ચલાવીશ નહીં. રાજાએ રજા આપી, તે પોતાને સ્થાનકે લજવાતો લજવાતો ચાલ્યો ગયો.

ત્યારપછી એક બે દીવસ તો તે કૃરશી અથડાતો માલમ પડયો નહીં પણ એઠ ચાટનારા કુતરાની માફક પરદારા લંપટી તદન કુલ મર્યાદા મહેલી ત્રીજે દીવસે તો નિર્લજ બની મરજી મુજબ વર્તવા લાગ્યો અને આખરે કુળવાન સ્ત્રીઓની હરેક પ્રકારે કરી લાજ લેવા લાગ્યો. આ વાત રાજાને કાને જતાંજ એકદમ તેને પકડી મંગાવ્યો અને ફીટકાર દેઈ તત્કાલ પોતાનો દેશ ત્યાગ કરવાની આજ્ઞા કરી. દેશપારની શિક્ષા સાંભળી કૃરશીનું મોં લેવાઇ ગયું પરંતુ રાજ આજ્ઞા માન્ય કર્યા વિના છુટકોજ નહીં, તે સામે બીજુ કાંઇ પછી બોલાય નહીં, તેમજ તે પોતે પણ રાજવીર હોવાથી હુકમ માથે ચડાવી કાંઇપણ બોલ્યા શિવાય રાજાને નમન કરી કનકાવતી છોડી ચાલી નિકળ્યો.

સમાપ્ત.

## અગાઉથી આશ્રય આપનારનાં
## મુબારક નામો.

---

૫૦ ) શા નરશી ટોકરશી.
૨૫ ) શા રતનશી જીવરાજ.
૨૫ ) ,, દેવજી લખમશી.
૨૫ ) ,, ડુગરશી પુંજા.
૧૫ ) ,, રતનશી પુનશી.
૧૨ ) ,, મુલજી પુંજા.
૧૦ ) ,, પુનશી મુરજી પાઘડી બાંધનાર.
૧૦ ) ,, દામજી ભીમશી.
૮ ) ,, મુલશી ખેરાજ.
૫ ) ,, શામજી ખેતશી.
૫ ) ,, દામજી શામજી.
૫ ) ખોજા હબીબભાઇ નથુભાઇ.
૫ ) શા નેણશી કાનજી ચટાઈવાળા.
૫ ) શા ભાણજી શવરાજ.
૫ ) શા દામજી આણંદજી.
૨ ) શા દેશર નેણશી.
૨ ) શા મુલજી વેલજી.

આ ચોપડીઓ લેનારાઓને વાસ્તે નીચેના
ઠેકાણે રોકડી કીમતે મળશે.
સામટી લેનારને સેંકડે સાડ઼ કમીશન
આપવામાં આવશે
ઠેકાણું માંડવીપુલ નીચે ડુંગરશી રાજપાળનો
માળો. શા. હંસરાજ હીરજીને ત્યાં.

# સુરસેન અને સતિ સુંદરી

## સદબોધ અને અસરકારક

## મનોરંજક વાર્તા.

સકળ સુવિનીત શ્રેષ્ઠ શ્રીમંત સદગ્રહસ્થોની મહત્વતાને માન આપી સવિનય વિનંતી કે–સદરહુ પુસ્તક અમારા તરફથી થોડા માસના આસરામાં છપાઇ બહાર પડશે. આ પુસ્તક સરળ ગુજરાતી ભાષામાં રચવામાં આવ્યું છે. પુસ્તકમાં એક સંપુરણ વારતા આપવામાં આવશે. જે ઘણીજ રસીલી, સદબોધક અને મનોરંજક છે, અને તે " પ્રખ્યાત લેખક " ની કલમથી લખાયલી છે. જેની જેટલી તારીફ કરીએ તેટલી થોડી છે. આ સ્થળે તેનું વિશેષ વિવેચન અને તારીફ નહી કરતાં, તેની વધારે પ્રશંસા આપને મુખે થવા અમો આકાંક્ષા ધરાવીએ છીએ

આ પુસ્તક સુંદર છપાઇ અને સરસ કાગલ સાથે, ડેમી બાર પેજી ચૌદ ફોર્મનું થશે. અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થો પાસેથી કીંમત ફકત ૧ રૂપીઓ લેવામાં આવશે, તથા તે સાહેબોનાં મુબારક નામનું લીસ્ટ પુસ્તકને છેડે પ્રસિદ્ધ કરવામાં આવશે. અને પાછળથી રૂ ૧।। લેવામાં આવશે,

આશા છે કે વિદ્યાને ઉત્તેજન આપનાર સદગ્રહસ્થો પોતાથી બનતો આશ્રય અવશ્ય આપશે.

ઠેકાણું—હંસરાજ હીરજી
માંડવી પુલ નીચે ઘર
નં૦ ૩૬–૪૦ મુંબઇ.

પ્રગટ કર્તા,
મેગજી હંસરાજ શાહ.

# જાહેર ખબર.

ઈનામ. છત્રીઓનું ઈનામ.

## આના બેમાં મળે છે.

સરવે ભાઈઓને ખબર આપવામાં આવે છે અમારે ત્યાં છત્રી કિંમત રૂ ૦ )= માં મળે છે માટે વિનંતી કરીએ છીએ કે એકવાર અમારી દુકાનની ભેટ લેઈ ખાત્રી કરી લેવી તેની સરત એ છે જે, જે કોઈ માણસ અમારી દુકાનેથી આના દસ ભરી જઈ ટીકટ આ ના બે વાળી નંગ ૫ ) લેઈ જઈને તેમાંથી ચાર બીજાને વેચી તેઓનાં નામો નોંધાવી જશે તેને રૂ ૦ )= નો તેન એક ટીકટ બદલ છત્રી આપવામાં આવશે. બાકી જે બીજી એ ટીકટો લીધી હશે તેને રૂ ાા ભરવાથી બીજી ટીકટ ચાર દેવામાં આવશે એ પ્રમાણે ચારે જણના નાણા આવ્યા પછી ઉપર પ્રમાણે નામ નોંધાવી જવાથી તેમને પણ બે બે આનામાં છત્રી આપવામાં આવશે. વિશેષ સમજણ સારૂ અમારી દુકાનેથી હેન્ડબીલ મળશે.

ઠેકાણું સાતતાડ કાથા બજારમાં. શા. પાસવીર હીરજી કાથાવાળાની દુકાન પાસે.

પુનસી ધારસી પાગડી બાંધનારની દુકાને.